ૐ

શ્રી નવીન

# ઉદયભાણ.

## નાટકનાં ગાયનો.



### શ્રી દેશી નાટક સમાજ માટે

રચનાર.

સ્વ સાક્ષર શ્રી ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી

શાન્તીભુવન થીએટર,—અમદાવાદ.





કીંમત ૪ આના

"શ્રી જૈન એડવોકેટ" પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ ચીમનલાલ ગોકળદાસે છાપ્યા.
ઘીકાંટા વાડી—અમદાવાદ.

શ્રી નવીન

# ઉદયભાણ

# નાટકનાં ગાયનો.

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત
સ્વર્ગસ્થ સાક્ષર ઝવેરી ડાહ્યાભાઇ ધોળશાજી સ્થાપિત

## શ્રી દેશી નાટક સમાજને માટે

રચનાર

## સ્વર્ગસ્થ સાક્ષર શ્રી ડાહ્યાભાઇ ધોળશાજી ઝવેરી.

છપાવી પ્રસિદ્ધ કરનાર

ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.
શાન્તીભુવન થીએટર,—અમદાવાદ.

આવૃત્તિ ૨૦ મી        પ્રત ૫૦૦૦

સંવત ૧૯૭૭        સને ૧૯૨૧

કિમ્મત રૂ. ૦—૪—૦ (ચાર આના)

# જાહેર ખબર.

સતી સુલોચના, સતી પદ્મિની, જાલીમ ટુલીઆ, અજીતસિંહ, સંન્યાસી, સતી દ્રૌપદી નાટકનાં ગાયન, બાયણ સાથેની મોટી ચોપડી દરેક રૂ. ૨-૦-૦ ની કીંમતે કંપનીની થીએટર ઓફીસમાંથી વેચાતી મળશે જેઓ સાહેબોને જોઈતી હોય તેમણે રોકડી કીંમતે મંગાવી લેવી.

ઝવેરી ચંદુલાલ દલસુખરામ

---

श्री शान्तिनाथाय नमः

# શ્રી નવીન ઉદયભાણ નાટકનો ટુંક સાર.

## અંક પહેલો.

**પ્રવેશ ૧ લો**—પાવનગઢના રાજા કર્ણસિહના મહેલ આગળ ભરથરી વેષે બે છોકરાઓ ભજન ગાય છે, રાજા કર્ણસિંહ, રાણી, રાણીની ઓરમાન દીકરી ભાણીબા, તથા રાણીનો ભાઇ સજ્જન સિંહ સાંભળે છે; ભરથરી મનેભીખ આપવા માંડે છે. ભરથરી ભીખ લેવા ના પાડે છે, અને નોકરી માંગે છે. લેવરી એક ભરથરીને પોતાના ત્હેનાતમાં રાખે છે. તેથી બીજાને રાણીનો ભાઈ સેનાપતિ સજ્જનસિંહ પોતાના દીકરા ખોડુભાની ત્હેનાતમાં રાખે છે. રાણી અને સેનાપતિની ખાનગી મસલત.

**પ્રવેશ ૨ જો**—નાશી ગએલ માજી દીવાન જોગી વેષે, બાતમી મળવાથી સેનાપતિ ઠાર કરવા જાય છે. બહાદુર દીવાન બચી જાય છે. છોકરાઓને રામનામીઓની એંધાણી બતાવી જાય છે. રાજા આવે છે. અજાયબી.

 રાજાના સાળા સજ્જનસિંહનો ચળેલ દીકરો ખોડુભા તથા ભરથરી છોકરો ભાણજી; પનઘટ લીલા. સેનાપતિની માજી દીકરી મોંઘી નાનાભાઈ લધુભા સાથે આવી વરનો વરઓળો જાહેર કરે છે.

**પ્રવેશ ૩ જો**—વ્યસની ઠાકોર રામદેજી, તેમના ખુશામતિયા, અને વડારણો જંગલમાં દેવળ આગળ, કુંવરી ભાણીબા વાઘના

શિકારે, ભરથરી વેષવાળો સિપાઈ થયેલ ઉદયસિંહ કુંવરીને બચાવે છે, પરાક્રમથી મોહિત કુંવરી, રામદે કુંવરીનું માગું કરવા પોતાના ચારણ કવિદાને મોકલે છે. કુંવરી સીપાઇ ઉદયસિંહની પાછળ જાય છે.

**પ્રવેશ ૪ થો**—સેનાપતિની મીજાજી દીકરી મોંઘી તથા તેનો જડસો વર જસાજી; ચાકર પેમલો અને ચાકરડી પેમલી, વઢવાડ, અબોલાં, પાછળથી સેનાપતિ અને ખોડુભા, જસાજીને ઠપકો મોંઘીની વર પાસે માંગણી.

**પ્રવેશ ૫ મો**—ઉદયસિંહ ઝુંપડીમાં ભાઇની વાટ જુએ છે. ભાઇને બદલે કુંવરી, ગભરાટ, વાતચીત, એકતરફી કુંવરીનો પ્રેમ, ઉદયસિંહ કચેરીમાં જાય છે. ઝુંપડી જોઇ પરમ પ્રેમાળ કુંવરીના વિચાર.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—કર્ણસિંહની કચેરી, વાઘ મારી કુવરીનો જીવ બચાવનાર સિપાઇ ઉદયસિંહને ઇનામ, સેનાપતિની અદેખાઇનું બીજ કવિદા ચારણનું રામદેજી માટે કુંવરીનું માગું, લડાઇની તૈયારી કુંવરી અને ખોડાજીની પરીક્ષા, ગુપ્તશાસ્ત્રી ખોડુભા, ઉદયસિંહના સ્ત્રી સંબંધી ઉત્તમ વિચાર.

**પ્રવેશ ૭ મો**—સેનાપતિની અદેખાઇ, ઉદયસિંહને ઠાર મારવા વિચાર રાણી ભાઇ બહેનને ચડાવે છે, ખોડુભાના લગ્ન મથા કુંવરીના હાથ સાથે રાજ મેળવવા ધારેલું રાજ્ય જશે એમ ધારી બનેવીને ઠાર મારવા સેનાપતિનો ઠરાવ, મોંઘીની પોતાના

ધણી વીશે ફરીયાદ, જસાજીને ઠપકો, પોતાના જમાઇ જસાજી સાથે લડાઇમાંજ પાછળથી ધા કરવા ગોઠવણ.

**પ્રવેશ ૮ મો**—રામદેજીની છાવણી, લડાઇમાં નાચરંગ, વ્હેમી રામદેજીની માનતાઓ કર્ણસિંહનું લશ્કર આવે છે, જોતાંવારજ રામદે અને તેના લશ્કરની નાશભાગ, વગર મહેનતે મળેલ વિજય માટે પ્રભુપ્રાર્થના, જસાજીનો રાજા ઉપર પાછળથી ધા, ઉદયસિંહ તથા ભાણુજીએ કરેલો બચાવ. જસાજી નાશી છુટે છે.

---

## અંક બીજો.

**પ્રવેશ ૧ લો**—નાદેલ રામદે, ખુશામતિયા જસાજી, બારવટું કરી કુંવરી ઉપાડી લાવવાનો ઠરાવ.

**પ્રવેશ ૨ જો**—ગરબો, કુંવરી, સેનાપતિના નાના દીકરા લઘુભાની કાલી કાલી વાતચીત, કુંવરીને બારવટીયા ઉપાડી જાય છે. રાજા અને સેનપતિને લઘુ ખબર આપે છે. ઉદયસિંહ બારવટીઆની પાછળ જાય છે, સેનાપતિ પાસે ભાણુજીની ઉદયસિંહ પાછળ જવા માંગણી, મીજાજીનો જવાબ.

**પ્રવેશ ૩ જો**—જંગલમાં જસાજી બહારવટીયાવેષે, કુંવરી સાથે રામદેના લગ્નની તૈયારી, બ્રાહ્મણ વેશે ઉદયસિંહ, પાછળથી ભાણુજી, કુંવરીનો બચાવ, રામદે, જસાજી વગેરેને કેદ.

**પ્રવેશ ૪ થો**—રાજા અને સેનાપતિ, ઉદયસિંહ અને ભાણુજી કુંવરીને બચાવી લાવે છે, જસાજીને કેદ, રામદેને ગધેડે બેસાડી

દેશપાર, ઉદયસિંહને, શમદેનું રાજ બક્ષિસ, કુંવરીના વિવાહ માટે સેનાપતિ અને રાજાના વીચાર, પાછથી રાણી.

**પ્રવેશ ૫ મો**—ભાણીઆ વીવાહના ઉમંગમાં. મોંઘી સાથે વાતચીત લધુભા, ઉદયસિંહથી અચાનક મેળાપ, રાજા તથા સેનાપતિ માતાના દર્શનનું બાનું કાઢી સેનાપતિ વિવાહ રોકે છે. પ્રેમીઓની પડદે વાતચીત.

**પ્રવેશ ૬ ઠો**—રાજા, સેનાપતિ, રાણી ભરથરી સાથે વીવાહ માટે કંકાસ, જસાજી માટે મારી. ઉદયસિંહને ઉંઘતાં ઉપાડી દરિયામાં ફેંકી દેવા સેનાપતિ અને જસાજીનો ઠરાવ, ખોડુભા અને લધુભા છાના સાંભળે છે.

**પ્રવેશ ૭ મો**—જસાજીનું ઘર, પેમલો પેમલી, મિજાજી મોંઘી સાથે જસાજીની મારામાર.

**પ્રવેશ ૮ મો**—ઉદયસિંહ તથા ભાણુજી ભાઇઓની ભાભી સંબંધી ઠઠા મશ્કરી. ઉંઘતાં ઉપાડી ઉદયસિંહને જસાજી દરિયામાં ફેંકી દે છે, રાજા અને સેનાપતિ, ભાણુજીને માથે ઉદયસિંહને ઠાર મારવાનું કલંક. ભાણાજીને દેશપાર, માછલીના મોંમા ઉદયસિંહ.

**પ્રવેસ ૯ મો**—ઉમંગમાં ભાણીઆ, ઉદયસિંહના માઠા સમાચાર, બેભાન અને ગાંડી. રાજા, સેનાપતિ અને વૈદ્ય હવા ફેરફાર માટે વૈદ્ય સાથે દ્વારકા મોકલવા ઠરાવ.

**પ્રવેશ ૧૦ મો**—મેળામાં જતો લધુભા, સીપાઇને ઘેર ઘોડું લેવા મોકલે છે. પાછળથી ભાણુજી લધુભાને મારવાનો ડર બનાવી દરિયામાં

ફેંકવાની વાત કહાડી સે છે. લધુભાઈને લઇ બહારવટે નીકળી પડે છે. સેનાપતિને સમાચાર, જસાજીને પાછળ મોકલે છે.

**પ્રવેશ ૧૧ મો**—દ્વારકામાં દરિયા કિનારે માજી દીવાનજી, તથા કુંવરીના વૈદ્ય, ચમત્કારની ગોઠવણ, ખોડુભા સાથે વિવાહ સારૂ કુંવરીને પાવનગઢ પાછી લઇ જવાનો કાગળ. માછલાના મ્હોમાં તણાતો ઉદયસિંહ. દીવાન બચાવે છે, ઓળખે છે. ગુપ્ત રાખે છે. ચિત્તભ્રમ કુંવરીની દરિયામાં પડી મરવાની તૈયારી, દીવાન બચાવે છે, ચમત્કાર બતાવી ચિત્ત ઠેકાણે લાવે છે. અને ઉદયસિંહને મેળવવાની આશા આપે છે.

---

## અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો**—ભગવતને ભરોસે કુંવરી અને સાહેલીઓ, સેનાપતિ, વૈદ્ય અને રાજા ચમત્કારવાળા ફકિરાયને તેડું મોકલે છે, વશીકરણ કરવા આવેલ ખોડુભાનું કાળું મોઢું.

**પ્રવેશ ૨ જો**—બાણુજી નજુમીના વેષે, મોંધીની સાહેલીઓ જડી અને પંડયાણી, વશીકરણ કરાવવા ગોઠવણ, જડીની ઉત્તમ સલાહ, લધુભાની શોધથી નિષ્ફળ થયેલ જસાજી, સેનાપતિ અને બાણુજી, જસાજી અને મોંધી ઉપર લધુભાને ઠાર કર્યાનો વ્હેમ, સેનાપતિ દીકરી અને જમાઇને ઠાર કરવા જાય છે.

**પ્રવેશ ૩ જો**—મોંધીની વશીકરણ, પંડયાણી. પથરો આપે છે. મરડાયેલનો મેળાપ અને શેતરંજ, રંગમાં ભંગ, જસાજીને ઘા, બની જાય છે.

**પ્રવેશ ૪ થો**—સેનાપતિ, મોંઘીને મારવાની તૈયારી બાણજી સેનાપતિનું નાક કાપી નાસે છે, કાળા મ્હોંનો ખોડુબા. બાપ દીકરાનો ભેટો ને હસાહસ.

**પ્રવેશ ૫ મો**—બાણુજી ને લઘુભા, જંગલમાં બહારવટે, દીવાન, વૈદ્ય અને ઉદયસિંહજી, બાઈ દીકરાનો મેળાપ, જસાજી અને મોંઘીની મારી સઘળા વેષ બદલી પાવનગઢ તરફ જાય છે.

**પ્રવેશ ૬ ઠો**—ભાણીબા, આપઘાતની તૈયારી, ઉદયસિંહ રાહદારી વેષે બચાવે છે. પરદેશી પંથીને વિવાહ મંડપમાં આમંત્રણ

**પ્રવેશ ૭ મો**—ખોડુબા અને કુંવરીના વિવાહની તૈયારી, નાકકટો વેવાઇ, બાણજીને પકડી લાવવા ઇનામ, ખોડા વરરાજાને પાટવી કરવાની તૈયારી, સજ્જન લીલા. બેન્નું બાંગતું સઘળાંના મેળાપ, ઉદયસિંહ કુંવરી રાજ્યપાટ વિવાહ અને છેવટનો આનંદ.

# ॐ શાન્તિ ॐ શાન્તિ ॐ શાન્તિ

શાન્તીભુવન થીએટર
અમદાવાદ તા. ૧૨-૧-૨૧

# મુખ્ય પાત્રોનાં નામ.

## પુરૂષો.

કર્ણસિંહ..............પાવનગઢના રાજા.

સજ્જનસિંહ..........રાજાનો સાળો નવા રાણીનો ભાઈ સેનાપતિ

ખોડુભા }
લધુભા } ..........સેનાપતિના દીકરા.

જસાજી................સેનાપતિનો જમાઈ. મોંઘીનો વર.

દીવાન...................નાસી છૂટેલ નિતિમાન રાજભક્ત.

ઉદયસિંહ..............ભરથરી રાજાનો ભાણેજ.

ભાણજી.................દીવાનનો દીકરો.

રામદેજી...............વ્યસની ઠાકોર.

કવિદા.................ખુશામતીયો રામદેનો ચારણ.

## સ્ત્રી પાત્રો.

રાણી..................કર્ણસિંહની નવી રાણી.

ભાણીબા...............કર્ણસિંહની કુંવરી.

મોંઘી...................સેનાપતિની દીકરી જસાજીની સ્ત્રી.

વડારણો, દાસીઓ, સીપાઈઓ. વારાંગનાઓ વીગેરે વીગેરે.

સ્થળ—પાવનગઢ, આસપાસની હદ અને દ્વારકા.

શ્રી પરમાત્મને નમઃ

—શ્રી નવીન—

# ઉદયભાણુ નાટકનાં ગાયનો.



મંગળાચરણ,

ધ્યાર—

ત્રાતા તું પ્રભુ ! ધણી શાતા—દાતા જગ જનને.
તારણ જગઉદ્ધારણ સ્વામી ! ઘટ ઘટ પ્રકટ છો અંતરજામી
નમીએ અલૌકિકનામી.
ભાગ્યવંત છો મહન્ત, જ્ઞાનવંત જીવજંત,
સકળ આધિવ્યાધિતંત, આણતા ઉપાધિ અંત;
પરમ પૂજ્ય હે ભદંત ! સહસ રહસ દિવસમણિ !

ઓ—

જે કરશે તે ભરશે કોઇ શું કહેશે,
બાવળ વાવીને આમ્ર સ્વાદ કેમ લેશે—
કેસુડેવાસ ન મળશે, નહિ કેતકી કળીએ ફળશે,
જે વાવે તેવું લણશે, કરણી સરખાં ફળ દેસે—
કૌવચ સંગતથી રંઅત શું રહેશે !
ચંદન ખંડનથી ગંધ અખંડ ન વ્હેશે.
મધ મધપુડે જે વળશે, મધ ભાગ્ય હશે તો મળશે;
પણ ચટકો તો નવ ટળશે, આ દેશે પરદેશે—

ઉદય ભાણજી— ૧

ટાળ્યા નહીં રે ટળે, લખ્યા જે લલાટે લેખ—ટાળ્યા૦
વાવ્યાં બીજ તે ફળે કરમે લખ્યું મળે—ટાળ્યા૦
દશરથ બાંધેલ તલાવડી, પાણી શ્રવણ ભરે;
ધરમ કરતાં ધાડ થઇ, આંધળા ઝુરી તો મરે—ટાળ્યા૦
રઘુવીર ચાલ્યા વનમાં, સીતા રૂદન કરે;
દુષ્ટ દગે સતી લઈ ગયો, લંકા પલમાં બળે—ટાળ્યા૦
હરિશ્ચન્દ્ર જેવો રાજવી નીચ ઘર મજુરી કરે;
રાણી વેચી પરઘરે, વેળા ચાહેસા કરે—ટાળ્યા૦

ઉદય— ૨

જેને શીર કીરતાર સમર્થ વ્યર્થ તે શીદને ડરેરે....શાણા.
જેવા કેશરી કેરા કુમાર નિડર વન વનમાં ફરે,રે....શાણા.
બાળકને ભૂત કહી ભડકાવે, જ્યાં સુધી સમજણ નાહી;
સમજુ થાતાં ભર્મ ભાગતાં, મર્મ લહે મન માંહી—વ્યર્થ૦
ઇંડાને બહુ બીક બાજની, જ્યાં સુધી પડદે પડીયાં;
ગુરૂ કૃપાએ પડદો ફુટે, ઉડી ગગન ઘર અડીયાં—વ્યર્થ૦
સ્વાંગ પહેરતાં સતીઓ મુકે, તનમન પતિને ચરણે;
શરીર સ્વાંગ ધરતાં સાથે, સઘળું ભગવત શરણે—વ્યર્થ૦

બોડુભા— ૩

કેવો કુલ ફટાકીઓ હું ફાંકડોરે, અલબેલો કનૈયો વાંકડોરે;
કાન ફાંકડો રે-વાહ માંકડો રે (૨) કેવો૦
હાથે હીરાના વેઢ અને વીંટીયો,

કાને વાળી અને પાંચામાં પુંચીઓ,
ખીસામાં રાખું છું અક્કલની કુંચીઓ.
પહોંચી પનઘટપર બજાવું સીટીઓ (પાસચપાચસ) કેવો૦

ચડારણો— ૪

શોભા શી કહું રે સુંદર શામળાજી,
મેલો ફાંકડા રે મનના આંકડાજી થાઓ ન આકળાજી.
પ્રીતમ ન થઈએ પ્રીતે પાંગળાજીરે,
સ્નેહના હાથે જોડ્યાં સાંકળાજીરે.
આંટીને ઘુટી છોડો છેલ, શોભા૦
પ્રીત સુધારસ અજબરસ, કોઇ વિરલો પી જાણશેરે,
અંતર ઘટની વાસના કોઈ અનુભવી પરમાણશે.
ભાવનાના ભેદ તો ભગવાન જેવા ભાળશે,
ગાતાં અને ખાતાં પીતાં પણ તાપ ત્રિવિધ ટાળશે.

ભાણીઆ— ૫

કેવી સુંદર સુરત હું તો વારી જાઉં,
આહા લટક ચટક જોઇ હું ઠરી જાઉં.
ભાવે મનથી ન મનથી હું લાજે જાઉં,
સુણી વચન વન વગડે લુટાણી છું.
વગર મૂલે અચાનક વેચાણી છું,
બની પથ્થરની પુતળી ઘવાણી છું રે.
મીઠી નજરના દાબે દબાણી છું,
કોણ જાણે કે શાથી લોભાણી છું.
ક્યારે નાજુક નગીનો આ પામી જાઉં રે.

પેમલો-પેમલી— ૬

આતે માળુ કેમરે રે'વાય, આડુ અર્યું ગાડું લુંટાઈ જાય,
મોઢામાં પાણી પાણી થાય, ના રે બા નહીં રે નહીં રેવાય.
રોકું તોયે રડશું ના રે બા નહીં રે'વાય જોઇ જોઈ ફૈં ફૈં ફૈં
ફહ હસી જવાય.
મુઈ બોલી- કેમ—મુઆ બોલ્યો તેમ—નારે બા—આતે૦
ટગટગટગટગ દેખતે ડોળે તાકી રેવરાય કેમ;
બબબબ બોલતી જીભે, બંધ રેવરાય કેમ,
નારે બા જીવતા જીવન બહોત થવરાય કેમ—આતે૦

મોંઘી-જસાજી— ૭

સાહેબા સલુણા નાની નણુદલના વીરા,
લાલ લટકાળા મને (૨) આછા આછા ઘાટ ઘડાવો.
સરખી સૈયર મળી હાંસી કરે છે;
લાજી મરૂં શું બાઈ (૨) વહેલા વહેલા સોનીડા તેડાવો.
માંનું શું નાથ એક ઝુંમણું ને મહી ઝીણા ઝીણા હીરલા જડાવો;
નવસેરો મોતીનો હાર મારા સાહેબા નાના નાના નીલમ મુકાવો
જોગવાઈ જાસ્તી જો હોય મારા વાલમા,
કંકણુને માણેક મઢાવો;
ગરીબ ધણીને બાઈ ઝાઝું શું કહીયે,
બસ આટલેથી મન વાળીને રહીએ;
મોટો એક પાહાણો બાંઈ સાબ માગી લઈએ—હાડ૦

ભાણીબા— ૮

રસીલો રસીલી ચાંદનીનો સમો સાધી તજી સઘળી ઉપાધિ
ગયાં ઉપવનમાં—

ગુપચુપ વાતો કરે, નેનના ઈસારા કરે;
સંગે હુશે ફરે ફરે રંગ ધુનમાં—(પાકી)
પળમાં રીસાયા છે રસીલા ભાન ભૂલી ભામિની
માનતા મોહન નથી હાથે પગે થઈ માનુની
વેળા રસીલા વહી જશે, પસ્તાવો પાછળથી થશે,
માન મોહન ! માન, જાશે કાળ કાંણી રહી જશે;
તું માન ભલે ના માન મને પરવા નહિ,
જીવજાન તને નહિ અલગ કરૂં તનથી;
પ્રીત વચન વીણા રસના રસીયા મન વસીયા મારેજી—

ભાણીબા— ૯

અલબેલડા ! મનમેલડા ! ઓ ઘેલડા !
મારા નાજુક જીવનહાર ! અલબેલીના આધાર—હો૦
ખીલેલી પુર બ્હાર, સરવર પર કળી આ કોમળ;
બાળે વરસીને અંગાર, જળ કણ પણ માગીને આગળ;
દુર દુર જાઓ ગુણ દરીઆ, કોને શરણે આ તે કંગાળ;
બાલા લાડીલી આ લાચાર, પ્રેમી પંખીણી પાલણહાર—

સઘળા— ૧૦

ભૂતળચંદ્ર ! જુપરાજ ! નિષ્કલંક રાજરાજ !
તનમનં અરપણ પર ઉપકારે શાન્તિ સાધુ૦

કાન્તિસાર ! અંમૃતધાર ! ધર્મ ધારનાર ઉદાર,
સીતળ શીતળ જગ એ ઠારે ચન્દ્રરાજ—ભૂ૦

ભોજ્યા— ૧૧

વશ નારીને કરવી જો ધારો, ગોળી રાખો સરસ આ ધારો;
મારો બુધેથી માર, બ્હેતાં બાંકી અગાર;
રહેશે પાંશરી તો રાંડ બસે જાતની હો દાંડ—વશ૦
નહિ મોહિ પડો જોઈ મોઢું, રાંડ જાત એ છે રખડતું રોઢું;
ઝાડુ જેમ જેમ એ ટીપાયે, દહાડે દહાડે એ પાંસરૂં થાશે.

ઉદયસિંહ— ૧૨

પ્રમદા છે પ્રીતી ભાજન, મન રંજન ભીડ ભંજન;
જુગતથી કરીએ જતન, જોઇએ નિત્ય ચડતો દન.
કોઈ ગાય દુઝણી લાવે, ચારો નહિ દુષ્ટ ચરાવે;
પાણી પણ નહિ પીવરાવે ખાતાં પીતાં અકળાવે.
ફળ કો' તે કેવાં પામે મુરખ જન;
દળદર દેખે ને ધ્યાવે નર નિરધન પ્રમદા૦
પાળ્યું પંખી ઉછેરીં, દિન ચાર રમાડયું રંગે;
પાલક પલટયો કુસંગે નાંખ્યું પંખી ખીરંબે.
કો' દુઃખીઆરાં પંખીના કેવાં દન !
પાલકને કે એ પંખીને ધન્ય ધન્ય—
ચિન્તામણિ રત્ન છે રમણી વળી પારસમણી મનહરણી;
કોમળ ને કાંચન વરણી, ધીરગંભીરવચન રસ ધરણી.
સંતાપે એ પ્રમદા જે, પામર જન;
ઉઠયો ભગવાન ને ઉઠયો તેનો દન—પ્રમદા૦

વારાંગના— ૧૩

મારી શીરેસં ગગરી ઉતાર લીજોરે,
તુમે કસમ પરમેશ્વરકી-મારી૦
ગગરી ઉતાર લીયો, નયના મીલાય લીયો;
અખીયાંસે અખીયાં મીલાય લીયોરે-મા૦
કંકર કુઇયાં, પાતાલ પાની;
ભરત ભરત બલ ખા ગઇરે-મા૦

## ટેબલો.

---

ભાગુડિઆ— ૧૪

( ગરબો. )

કોઇ પ્રેમી દેવાંશી સંભારણું, કારણું વારણું જઇએ વારવાર,
દેવતાઇ દેખીયે દેદાર, સંસારમાં સાર ઓહો ધન્ય અવતાર;
સંસારમાં પારસમણી ચિન્તામણી છે નામનાં;
કામધેનું કલ્પતરૂ રસકુંપી સોના કામના,
અજબકાન્તિ અલખશાન્તિ વેદ કરતાં વાયના;
છે પ્રેમ નિર્મળ રત્ન, જેની નવે ખંડ નામના;
પ્રેમી પંખીને ઝંખી ઝંખી જુઓ, કેવાં ઉમંગે રમે રસિયાં,
લપાઇ છુપાઇને ડાળી ડાળી ઘુમે, મદ માતેલાં રંગીલા રસિયાં;
વ્હાલાથી વ્હાલ અવરનથી આશા પ્રેમથી પ્રેમ પાણીમાં પતાસાં;
પરણ્યાથી પ્રેમ ભંડાર, છે સખી સ્નેહનાં સાગર,
પરણ્યાં સાથે પ્રીતડી, ખાસી અમૃત ખીર;

પરનરથી વ્યવહાર તે, ખારૂં ખારૂં નીર;
ખીર મકી ખારૂં નીર પીવાને જાય.
ફેટફેટ ફુએડ એ પુરી પસ્તાય;
પ્રેમરસ પ્યાલો પસ્તુયા સાથે પીવાય,
ભવે ભવે ભાગ્ય કળી ખીલેજ જાય—કેઈ૦

ભાણીઆ— ૧૫

સહીઅર મનની મનમાં સમાય, મુખથી કે' આ કેમ ઉચરાય,
મુખથી નારેઆ ના કહેવાય [ ઉં હું હું હું ] મનની૦
ચાંદની, ચીનતવી, વ્હાલાને વીનવી, પ્રેમથી ભીંજવી
કામણને ફળવી, મનડું મેળવી;
સજની જો પ્રીતિરસ પીવાય અહા [૨]
ઓહો હો આતે શું કહેવાય—જારે જારે,
શાણી હવે તે શું શરમાય—જારે જારે;
એ તે આવ્યું શું બોલાય—અં હું હું હું.

ભાણીઆ— ૧૬

અલબેલા લટકાળા, વ્હાલા પ્રીતમ ઠાકોર મારા મન વસિયા;
રસ પેલા રીસાળા, બેઠા દેવના દેવળ માંહિ રંગ રસિયા;
પ્રીતિ પંચામૃતે પાતળીયા, પખાળું વચનના ફુલડે વધાવું;
હેતના હીંચોળે હળુ હળુ, હીંચોડું હેતે હસીને હસાવું.
શૃંગાર સજી સજાવું ભાવે, ભોજનની થાળ ધરાવું,
હઠનું કચુંબર, રીસનું રાયતું, ચામઠાઈ ચટણી, બ્હેમ શાક આણું
બરફી પેંડા ને મ્હેસુર પ્રેમ ભાવના,
ધારી પુરી કંસારી શુદ્ધ સ્નેહ વાસના;

ભાવના ભૂખ્યા ઉડ્યા હેવ લઈ વાસના,
પંડા પરસાદમાં વ્હેંચીશું ઉલ્લાસના—અલબેલા.

ભાણજી— ૧૭

માન માયાના કરનારારે, જરી જોને તપાસી તારી કાયા;
પુછી જોને તું પંડિત પુરાણીરે, કોના અમર છે લેખ લખાણા;
કાચી છે કાયા આ માટીની માયા, છે માટીના ખેલ બનાયા;
શાણા તો સમજી અલગ થયા, પણ બાળક બિચારા લપટાયા;
લાખોની પાંખો ગઈ છે પીંખાઈ, જેણે મૂછપર લીંબુ ઠરાયા;
કાળના કોવાડેથી કોણ બચ્યું, ભલે રાંક ભલે હોય મહારાયા.
સંધ્યાના જેવા રંગ સોનેરી, વંધ્યાને લાડ લડાયા;
જોબન ને તન ધન તેવાં સમજવાં, પાણીમાના પડછાયા—માન૦

ભાણીબા—ઉદય— ૧૮

વ્હાલો વિશ્વનો આધાર—નિરાધાર વ્હાર કરશેરે—વ્હા.
જેનો જેવો પવિત્ર વહેવાર, કિરતાર કર ધરશેરે;
દીનાનાથની સંગાથ, જેને વાત સાચી ઠરશેરે,
ભવફંદનાં પ્રબંધનો સંબંધ તે બંધ કરશેરે;
પ્રેમ પાત્ર માત્રને પ્રભુજી તારશે,
શુદ્ધ મતિ સતિમે આપતી ઉદ્ધારશે;
પ્રભુ પાર પાડશે—ભુલમી જ,મ મારશે—વ્હાલો.

ભાણીબા— ૧૯

જગ સંપત્તિમાં જુવતીને સુખ નહી જરીરે,
મન ગાડાંને ગાળે સંપત્તિ મળી મળીરે;

અથવા સંપત્તિ જગ ગાડામાં ધરી ધરીએ,
સુખ અંબરી સારૂ તુચ્છ એ ચંપા કળી કળીએ-
કેવળ મદમાં જે લપટાયે, નહીં પરમ સુખ પંથ પમાયે;
આપુ શ્રમથી, પાંખ ભીડાએ, ઉમંગ રંગમાં કેમ ઉડાયે-
સાહ્યબીને શું ખાશે કે પીશે? સાહેબ સ્વામી જો રૂઠશે પીસે;
બોલાવતાં સગા, સંગીએ મ્હોએજીવજાશે કે ઝેર ઘોળીનેપીએ
ભામિનિ ભૂષણ પ્રેમ પરસ્પર, સાથે ત્રિજોરી શિયળ સુંદર
જાણવી જાણે જે જગ અંદર, તે ભાગ્યશાળી ભામા નિરંતર.

મોંઘી— २०

બાળા ભોળારે કુંવારકા, પરણીને પસ્તાયાં રે;
પહેલાં ફુલી થયાં ફાળકાં, હૈડામાં હરખાયાંરે,
ચાર દિન બહુ લાડકાં, મનડામાં મલકાયાંરે,
બન્યાં એકદમ કાળકા, અંતરમાં અકળાયાંરે,
મ્હેં તો જાણ્યું બાઈ ફુલડે પુજાઈશું રે;
ખાજાં જલેબી બાઇ નિત્ય નિત્ય ખાઈશું,
મ્હેં આંગળથી, મનમાં ધાર્યું, માન મહીં મરડાઈશું;
નજીકીના વીશાને ઘડી ટીંગળાવી ભાગોળે ભૂ પાઈશુંરે,
મોહન મળીયા વાતમાં વઢીઆ,
નળીયાં ખળડીયાં વાણી ઉચરીયા ( લે શેંડ લીધો )
મ્હેં કહ્યું ઉહું ઉહું (२)
ચડસમાં ચઢીઆ ખુબ કકળીઆ,
ઉહુનું ઓખડ-ધોકા પડીયા જાણીને.

પરહુચે પીટ્યો પરઘેર જાઇકે, ઘરમાં ન ખાવા પીવારે;
વરણાગીમાં વાંકો હીંડે, પતિ એવા કુળ દીવારે,
ઓશીઆળાં ખાઇએ, હૈડે સોઝાઇએ–પંડે પાડાઇએ.
તાપે આ બાઇરે–ધોકે ધીબાઇએ–પરણી.

ભાણીમા— ૨૧

પાંચુજી પધારશેરે, સુંદરી સ્વીકારશેરે;
રસવેલીના આ શામળાઆજી–સંભાળોરે.
મંજુલ મધુરે મદન ફળી લાવે–ભાળોરે;
આંખલડી અમૃત રસ વરસે, પાંખડી પાંખડી તલસેરે.
થાશે લજામણી–અમૃત ઝરણી, સ્વામી સુધારસ સ્પર્શેરે.
અજબ સુધાકર પતિ ગુણસાગર,
કોક અલૌકિક સ્વર્ગીય સાકર;
અથાગ અન્તર રસ રતનાગર–ભાળોરે.
રસ રાજનાં દર્શન થતાં, કોઇ નાદ અદ્ભૂત લાગતો,
રગ રગ થઈ રોમાંચમાં, ઝણુકાર જાદુઈ જાગતો;
ગુલતાન અન્તર તાનમાં, જગ જાળને જીવ ત્યાગતો;
પતિ સેવના મંગળમણી, મોહન નિરંતર માગતો.
સ્વામી સમર્પણ સર્વ આ—સ્વીકારશેરે.

ભાણી ઉદયસિંહ— ૨૨

બોલો મારા પ્રેમી પોપટજી બોલ બોલો,
બોલો બોલો મેના બોલાવે;
ડોલો રંગરસીયાજી ડોલો જરી ડોલો ડોલો ડોલો પ્યારી ડોલાવે

મેના તારા વદનની વેણુ વાગી,
લાગી લાગી લલિત કહે લાગી.
મેના વહાલી મેના કે ના કહે પણ જાગી,
જાગી જાગી અજબ જ્યોત જાગી.
પ્હેલા પોપટજી પ્યારા રાસજી સંભારો,
બહુ બહુ મેના શું સાચી વિચારો;
ચતુર સુજાણુ સીતારામ ઉચરાવે---
પોપટજી પાંજરે શોનાનું સજાવું,
લાડીલી હું લાલચુ નથી કે લલચાવું,
સોને રૂપે શું ભીડ ભીતરની ભાગી-લાગી.

રૂડા સુડાને રંગે રંગે રમાડું, પાંખે ઘાલીને ફળ મીઠા ખવાડું,
ભાવના ભુખ્યા શું ભાવી ભાવના ભુલાવે ?-ઓલો.

ભાણજી— ૨૩

સર્વાંગે સુંદર ભાભી ખરી, પણ એકજ ખોડ જરી,
આંપણને ખોડ છતાં પણ રહેશે, ભાઈને મનતો પરી.
મુખ ચંદન જેવું સુંદર પણ નકટી.
છે. નયન કમળ પણ ઉંધી એક પુતળી,
કાંચનવરણી પણ દુર્ગંધની બરણી,
ચાંખે બમણે જેમ ગોળ તણી ગરણી;
લચકાતી, હરખાતી, એ જાતી, વાટે ખાતી-સર્વાંગે
દાડમ કળીઓ છે દાંત લકીર બોખી,
છે વચન કુસુમ પણ ગાળો છે જોખી:

છે હંસગતિ ગજગમની જરીક રોટી,
ભોળી ભાળી પણ તીખી ને ખાટી;
ત્રણે તાલ–વાંકા વાળ–સુગરમાળ ત્રણ તસુ કપાળ.

ભાણી— ૨૪

અહો દિલદાર જરી દેદાર, દિવાનીને દેખાડોને,
અરે લટકી અધર લટકી, મરૂ પટકી, મરૂ ફટકી જીગર પટકી
અરે આધાર સુધારસ સાર, ચતુરાને ચખાડોને;
મુખે અટકી મધુર મટકી, અરે છટકી અધર છટકી;
દીલની થાપણ ઓળવી, ઘટે ન કરવી વાત;
પ્રાણ કહો તો પાઠવું, વાલમ કરવા વાત;

ભાણી— ૨૫

સૂજ ન પડે રે પિયુ પ્યારા,
આંખે આંસુ ટપકે ચોધારા;
ભર વસ્તીમાં નાથ? નોધારા, આવ્યા મરણ શરણના વારા—
બધી મનની મનમાં સમાતી, કળી ખીલ્યા પહેલા કચવાતી;
આશા પાય છચોક છુંદાતી—હાં;—હાં—
અમે પંથી તો જઇએ સ્વદેશે, પ્રેમ શેઠ વસ્યા પરદેશે;
પુઠે હીસાબ પાઠવશે—સૂજ—

ભાણીઆ— ૨૬

આવો ઘેર બ્હેલા બ્હેલારે સલુણા સાહ્યબા,
ભુલી ગઈ ભાન હું તો વાટ જોતાં વાલમા ! આવો.

મન ગયું ત્યાં-જીવડા જા ત્યાં
નાહક સીંદને આભમાં લોટે, હે પરાધીન આતમા-આવો.

ભાણીઆ-સાહેલીઓ— ૨૭

શાણાઓ કહે છે કે સૃષ્ટિનો સાહેબ, સાચાને લે છે સંભારી,
ગુપ્ત પરીક્ષા કરી અજાયબ, આખર લે છે ઉદ્ધારી,
લાંચે લેવાયે ન દાબે દબાયે, આકીનનો અધિકારી-શાણા.
દામ વિના પણ શ્રીદામોદર, દે છે પાર ઉતારી,
સાચે સાચી સતી સીતા, પ્રભુએ બળતી આગેથી ઉગારી;
દ્રૌપદીની દીન વાણી સુણીને, વ્હારે ધાયા ગીરધારી-શા.
પતિપરાયણ તારામતી ભીડ, નારાયણેજ નિવારી;
નરસિંહ મ્હેતાની હોંશથી હુંડી, શામળીઆએ સ્વીકારી-શા.
કંકોત્રી વિના શ્રી કિરતારે, પરણાવી ઓખા કુમારી;
છે વિભુજી વંદના અદ્ધર લેશો ઉદ્ધારી—શાણા.

ભાણીઆ-સાહેલી— ૨૮

આજે સોનાના સૂરજ ઉગ્યા હો રંગ ભીના,
મારા મદન મોહન મદઘેલા હો પ્રેમ નગીના;
મીઠાં મીઠાં પ્રેમ રસ ચાખીએ કુંવરજી,
પરણ્યાના લહાવા લઈ લઇએ મોહનજી;
ભોગવો આવા વિલાસ રંગે,
અમો આશીશ દઇએ ઉમંગ સંગે;
કદી વિસરસો નહીં આરે-હો પ્રેમ પ્રવિણા-આજે૦

ભાણીબા-ઉદય— ૨૯

ભરૂસે ભુલી હું તારે વિશ્વાસે હરિ તું મારે;
પ્યાલે ઝેર ાર પાડે, વિવાહની વરશી વળાવે—ભ૦
ઝાઝી ગઈ થોડી રહી સદા આવી રહેવી નથી;
ઘડી બે ઘડીને માટે, મૂઢ કાં બગાડે મતિ,
હરિ તને કેમ તાકે; ભરૂસો પાકો રયાં તારે—ભ૦

ભાણીબા— ૩૦

વન વગડામાં ભૂલી પડી ત્યાં અમ્રત પ્યાલો પીધોરે;
પીધો લીધો સાર સૃષ્ટિનો, કોલ અમર ત્યાં કીધોરે—પંથીપરદેશી
અધવચ વગડે વીછું કરડયો, ઝેર ચઢયું છે અંગેજી;
કોઈ મુરલીધર મંત્ર ભણે તો, શીતળતા થાય સંગેરે—પંથી.
દુનિયા મારી ચેષ્ટા કરતી, ને ગાંડામાં ગણતીરે—પંથી.
હું ગાંડી કે દુનિયા ગાંડી, આપ કરી દ્યો ગણતીરે—પંથી.

ણીબા-ઉદય— ૩૧

પંથી પરદેશી ચિત્ત સોંપી હું આ ચા...........લી૦
મનને ભાવે તે કરજો, રે પૂન્યશા...............લી૦
તરસ્યાને ટીંગળાવવા પડદે રાખી પ્રીત;
પૂછું પ્રવીણ પંથી એ કોણ ગામની રીત.
શુભ સંદેશો લઇ સંચરજો, હું આ ચા...........લી૦
મહા મહિનાનું માવઠું, જંગલ મંગલ ગીત;
સમય વિનાનું બોલવું, ત્રણેની એક રીત.
વ્હેલા મંડપ માંહી મળજો હું આ ચા........લી૦

# સજ્જન લીલા.

## પ્રસ્તાવના.

જગરાય જ્યારે રૂઠે, સત સંગત પહેલાં તુટે.
દુર્બુધી દીલમાં ઉઠે, દુર્જન વળગે બહુ પુઠે;
મળી લબાડ લોકો લુંટે, સાચાબોલા શીર કુટે,
સંસાર સુખ ચોખુંટે, ચંડાળ કુકર ચુંથે;
દ્રષ્ટાંત દાખલું પુઠે, સાંભળતાં ભવભય છુટે—



૧–પુરી એકમાં રાજવી પ્રૌઢ પ્રાણી;
હતી વિધવા તેહને બહેન શાણી,
વળી રાજ પુત્રી સતી ગુણવંતી;
મુઈ માત મુકી સતી સત્યવંતી,
નવી રાણીના પાસમાં રાય મોહ્યો;
નહિ જુક્તિથી સત્યનો પંથ જોયો,
હતો રાણીના ભ્રાતનો પુત્ર નાનો;
મહા મૂર્ખ ચુડામણી એ પ્રમાણો,
વિચારે વરાવી સુકન્યા ઉમંગે;
અંતે મેળવું રાજ્યને પાટ સંગે.

એક દિવસ તે નરપતિ ભાણાનો લઇ હાથ;
પુત્રી સાથ મિલાવતો ત્યાંથી વચકી વાત.

મામાને ભાણો વાહલો, દુષ્ટોનો જો જો ચાળો;
કોમળ શીશુ કલગીવાળો, દુરજન મન નાગજ કાળો;
પાપીનાં મોઢાં બાળો, ધુળ નાંખી આગળ ચાલો.

૨-સતી વિધવા સંતાપવા, પામર કરે વિચાર;
કલંક ચઢાવે કારમું, લાજે નાહી લગાર.
દીવાનજી દાનો હતો, રાજાનો ભાયાત;
વિધવા તેને સમજતી, સાચો ધર્મનો ભ્રાત.
કપટે સતીની સોડમાં, સુવાડે ચંડાળ,
બોલાવી નરપતિ તીહાં, કરતાં હાલ હવાલ.
ભોળો ભુપ નિર્દોષને, કરવા વગડે ઠાર;
મારા સાથે મોકલે, કરગરતી સતી નાર.
ભાઇ ભોળો આ ભગિનિને, બાળરંડા નિરાધાર આધાર એક જ શ્રી હરી.
વિશ્વ સકળ વેરી થયું, નીચે ધરતી ઉપર આભ. ગાભ જોતાં થાઉં ગાભરી.
બેસતાં સાહસ બાવળ ડાળે, પાછળ સાલ પેઠે નિત્ય સાલે;
કારમું કલંક સુણી ભાઇ, ભોળા મરૂં હું છાતી:-

૩-ભંભેરાયો ભુપતી, કથન સુણે નહિ કાન;
નિરમુળ કરવા મોકલે, બાળક બ્હેન દીવાન.
મારા મારી ભગિનીને, કુવે કુંવરને સહાય;
બંદુકથી દીવાનને, બચ્ચાં ઉગરી જાય.
મરતાં માતા ઉચ્ચરે, કરૂણા વચન વિશાળ;
ફાટે ડોળે નિહાળતી, નિરાધાર તે બાળ.

ઝાડ પ્હાડ ને પંખ પંખેરૂં, જાળવજો મુજ બાળ જો જો.
ભાઇ કોપ્યો પણ બ્રહ્માંડ મારૂં, સૌ લેજો સંભાળ જો જો.
હરીના બાળક આપણ સઘળાં, હરિ કરશે રે સવાલ જો જો.
આખર હાલત છે આ સૌની, થાજો પ્રભુના લાલ જો જો.

---

૪-દીવાન દાને જાળવ્યા ભાણો સુત સમાન;
ભરથરી વેષે મેળવ્યું, મહિપતિ પાસે માન.
કુંવરી રાય ઉભારતાં, મહિપતિ મન હરખાય;
કન્યા દેવા કોડથી લોકપતિ લલચાય.
ભાઇઓ સુતા ભાવથી, ઉરમાં બહુ ઉમંગ;
પાછો આવી પાપીઓ, પાડે રંગમાં ભંગ.
અડધી રાતે ઉંચકી ભાણાને બેભાન;
દરિયામાં ડુબાડતો નીચ નફટ નાદાન.
દીવાન પુત્ર દોષિત ઠર્યો, કર્યો દેશની પાર;
નરપતિ આગળ ઉચ્ચરે, વિનય વચન લાચાર.

---

ભક્ત ભીડભંજના, સુભાગી શામળા, એ વેગે વિદારે વિ:ઋષ્ણ
પ્રલ્હાદ તારવા સમાન, કેળવો કળા—એ૦—
મુર્ખ માનવી ભલે, મમત્વમાં મરે—એ૦—
ટાળતાં લલાટ, લેખ ના કદી ટળે—એ૦—

---

૫–સતિઆનો સંગાથ આ, જગપતિ લીલા ગાય;
પસ્તાઇ સાચા સાક્ષીઓ, સાક્ષી પુરે જાય.
રામનું રખોપું જેને રાખી રહે, તેને પામરનર શું મારતા,
સાચી નીતીથી કરૂણાસાગર, આખર આવી ઉદ્ધારતા.

---

સઘળા ૩૨

આજે આનંદ આનંદ, નીતિનો જયજયકાર;
ઉમંગે મળી ગાઓ જયકાર. (૨)
પ્રીતિ સહકાર ખીલીને અપાર,
મધુર મધુર શાન્તિ ફળ દાતાર—વ્હાવારે૦
પ્રેમીનાં પવિત્ર ને વિચિત્ર ચિત્ર ગાતાં ચિત્ત ઠરેરે,
ધન્યરે વાણી? ને ધન્ય પ્રાણી—વ્હાવારે૦



શ્રી દેશી નાટક સમાજ

# જાહેર ખબર

ઠે. શાન્તીભુવન થીએટરમાં,—અમદાવાદ.

નીચે લખેલાં પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો મુકામ જ્યાં હોય ત્યાંથી અથવા અમદાવાદ તળપમાં પ્રસિદ્ધ કર્તા પાસેથી મળશે. માટે જેઓ સાહેબને જોઈતાં હોય તેઓએ રોકડી કીંમતથી મંગાવી લેવાં. વેલ્યુપેબલ તથા નોટપેડ કાગળ રાખવામાં આવશે નહિ. નીચેના દરેક પુસ્તકો ચાર આનાની કીંમતે મળશે.

૧ સતી સંયુક્તા
૨ સંગીત લીલાવતી
૩ પવિત્ર લીલાવતી
૪ સતી પાર્વતી
૫ અશુમતી
૬ રામ વિયોગ
૭ મ્યુનીસીપાલ ઈ.
૮ ભોજકુમાર
૯ સરદારબા
૧૦ ઉમાદેવડી
૧૧ વીણાવેલી
૧૨ વિજયા વિજય
૧૩ મદન મંજરી
૧૪ ઉદયભાણ
૧૫ મોહનાંચંદ્ર
૧૬ વિજય કમળા
૧૭ ગીતા સુંદરી
૧૮ સતી સીતા
૧૯ શ્રી ભદ્રાયુ
૨૦ સતી દ્રૌપદી
૨૧ કબીરસાબ
૨૨ શ્રી સન્યાસી
૨૩ જાલીમ ટુલીઆ
૨૪ મદન મંજરી
૨૫ સતી પદ્મિની
૨૬ અજીતસિંહ
૨૭ ભગવદ ગીતા
૨૮ કુલિન નાયકા
૨૯ સતી દમયંતી
૩૦ કેશર કીશોર
૩૧ સુભદ્રા હરણ
૩૨ ઉર્વશી
૩૩ રાડોડ કન્યા
૩૪ પવીત્ર લક્ષ્મી
૩૫ કુસુમલતા
૩૬ હંસાકુમારી
૩૭ ગુલબંકાવલી
૩૮ અભયસીંહ
૩૯ કર્મફળ
૪૦ નરસીંહ મેહતા
૪૧ સગાળશા
૪૨ કૃષ્ણ સુદામા
૪૩ મહાકવિ કાળીદાસ
૪૪ રાજરતન
૪૫ પ્રહ્લાદ વિજય
૪૬ કૌરવ પાંડવ ભા. ૧
૪૭ જાળંધર સતી વંદા
૪૮ કૌરવ પાંડવ ભા.૨
૪૯ લલીતપ્રિયા
૫૦ સૌંદર્ય વિજય
૫૧ દેવી દેવહુતી
૫૨ મહારાજા અશોક
૫૩ સતી સુલોચના
૫૪ અસરીમાયા
૫૫ રૂક્મિણી હરણ